(હુવલ બાકી)

# સૂરતના ત્રણ મહાન નકશબંદી ઔલિયા

(૧) હઝરત ખ્વાજા દાના રહિમહુલ્લાહ

(૨) હઝરત ખ્વાજા દેહદાર રહિમહુલ્લાહ

(૩) હઝરત ખ્વાજા અ.વહહાબ રહિમહુલ્લાહ







લેખક

અબ્દુલકાદિર ફાતીવાલા (વલસાડ)

હુવલ બાકી

# સૂરતના ત્રણ મહાન નકશબંદી ઔલિયા

(૧) હઝરત ખ્વાજા દાના રહિમહુલ્લાહ
(૨) હઝરત ખ્વાજા દેહદાર રહિમહુલ્લાહ
(૩) હઝરત ખ્વાજા અ. વહહાબ રહિમહુલ્લાહ

લેખક

અબ્દુલકાદિર ફાતીવાલા (વલસાડ)

પ્રિન્ટર અને ડિસ્ટ્રીબ્યુટર

મૌલાના ઝિયાઉર્રહીમ રહીમી સાહબ
'હિદાયત આર્ટ', સગરામપૂરા, તલાવડી, સૂરત
Mobile No. : 099740 34310

# કેટલીક જગમશહૂર નઅત શરીફ

## [૧] મૂળ અરબી અશઆર

વ અહ-સ-ન મિન-ક લમ ત-ર કત્તુ અયની,
વ અજ-મ-લ મિન-ક લમ તલિદિન નિસાઅઉ.
ખુલિક-ત મુબર્ર-અમ્મિગ કુલ્લિ અયબિન,
ક અન્ન-ક કદ ખુલિક-ત કમા તશાઉ.

- હઝરત હસ્સાન રદિયલ્લાહુ તઆલા અન્હુ

## ગુજરાતી કાવ્ય રૂપાંતર

જોયા નથી કદી મારી આંખે, કોઈ આપ કરતાં હસીનતર;
જન્મયા નથી કદી નારી કૂખે, કોઈ આપ કરતાં જમીલતર.
પૈદા થયા છો આપ સર્વ ઐબોથી પાક અને પવિત્રતર;
પૈદા થયા છો આપ જાણે આપની ખ્વાહિશ પર.

## [૨] મૂળ ફારસી અશઆર

બ-લ-ગલ ઉલા બિ કમાલિહી,
ક-શ-ફદ દુજા બિ જમાલિહી;
હસુનત જમીઉ ખિસાલિહી,
સલ્લૂ અલયહિ વ આલિહી.

- હઝરત શૈખ સઅદી રહમતુલ્લાહિ અલયહિ

## ગુજરાતી કાવ્ય રૂપાંતર

અલ્લાહ અર્પિત કાબિલિયતથી પામ્યા સર્વોચ્ચ મકામ,
રોશન ચહેરાથી આપના થયા દૂર અંધારા તમામ.

પ્યારા–પ્યારા, ન્યારા–ન્યારા, અખ્લાક આપના તમામ;
આપ પર અને આપની ઔલાદ પર અપાર દુરૂદો સલામ.

## [૩] મૂળ ફારસી અશઆર

યા સાહિબલ જમાલિ વ યા સય્યિદલ બશર;
મિંવ વજહિકલ મુનીરિ લકદ નુવ્વિરલ કમર.

લા યુમ્કિનુષ્ષનાઉ કમા કા–ન હક્કહૂ,
બઅદ અઝ ખુદા બુઝુર્ગ તૂઈ કિસ્સા મુખ્તસર.

– હઝરત અલ્લામહ અબ્દુર્રહમાન 'જામી' (રહ.)

## ગુજરાતી કાવ્ય રૂપાંતર

હે સૌંદર્યના શહેનશાહ મખ્લૂકના સરદાર;
ચહેરાથી રોશન આપના થયો ચંદ્ર રોશન અપાર.

શાયાને શાન આપની પ્રશંસા શું થઈ શકે !
અલ્લાહ પછી મહાન છો, બસ વાતનો ટૂંકસાર.

## [૪] મૂળ ફારસી અશઆર

મૂસા ઝે હોશ રફ્ત બયક પરતવે સિફાત,
તૂ ઐન ઝાત મી નિગરી વ તબસ્સુમી !

– હઝરત શયખ ફઝલુલ્લાહ સુહરવરદી રહમતુલ્લાહિ અલયહિ

## ગુજરાતી કાવ્ય રૂપાંતર

મૂસા થયા બેહોશ તજલ્લીની ફકત એક ઝલકથી,
આપ ઝાતે હકને જોતા હતા, છતાં હોઠો પર હતી મુસ્કાન.

– ચારેય નઅત શરીફનું ગુજરાતી કાવ્ય રૂપાંતર કરનાર
– અબ્દુલકાદિર ફાતીવાલા

સમજૂતી :

● આ શએરમાં બે મશહૂર બનાવો તરફ ઈશારા છે.

(૧) તૂર પર અલ્લાહ તઆલાની તજલ્લીની ફકત એક જ ઝલક જોઈને હઝરત મૂસા અલયહિસ્સલામ બેહોશ થઈ ગયા હતા.

(૨) હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમે શબે મેઅરાજમાં, અર્શે મુઅલ્લા પર અલ્લાહ તઆલાની નજીક જઈ મુલાકાત કરી, અલ્લાહ તઆલાની અયન ઝાતે પાકના દીદાર કર્યા, અલ્લાહ તઆલાની સાથે વાતચીત કરી અને છતાં આપ સતત મુસ્કુરાતા રહ્યા !

● કુર્આન શરીફમાં સૂરએ 'નજમ'માં આયત નંબર : ૯ અને ૧૭ માં એનો ઉલ્લેખ નીચે પ્રમાણે થયેલો છે :

(૧) '<u>કા-બ કવસયનિ અવ અદના</u>' (આયત નંબર : ૯)

તો (અલ્લાહ તઆલા અને એના હબીબ સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમની વચ્ચે) કમાનના બે છેડાઓ જેટલું અંતર રહ્યું. (બન્ને એટલા નજીક થયા).

(૨) '<u>મા ઝાગલ બસરુ વ મા તગા</u>' (આયત નંબર : ૧૭)

(અલ્લાહ તઆલાને જોવામાં એના હબીબ સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમ)ની નઝર આમ-તેમ હટી પણ નહિ, અને ન હદથી આગળ વધી.

● અર્શે મુઅલ્લાની સરહદ જયાંથી શરૂ થાય છે ત્યાં નિશાની તરીકે સિદ્રહ (ઝાડ) છે તેને સિદ્રતુલ મુન્તહા કહે છે.

● એનાથી આગળ જવાની કોઈ પણ મખ્લૂકને મનાઈ છે.

● ફરિશ્તા પણ મખ્લૂક છે એટલે હઝરત જિબ્રઈલ અલયહિસ્સલામ અહીં અટકી ગયા અને ફરમાવ્યું :

અગર યક સરે મૂ બરતર પરમ,
ફરોગે તજલ્લી બ સોઝદ પરમ.

[જો હું અહીંથી એક બાલ બરાબર પણ આગળ વધીશ તો અલ્લાહ તઆલાના નૂરની પ્રચંદ ગરમી મને બાળીને ભષ્મ કરી દેશે ! ]

- એટલે હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ એકલા આગળ ગયા અને અલ્લાહ તઆલાની મુલાકાત, દીદાર અને વાતચીત કરી.
- હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમની મહાન ઝાતે અકદસ સિવાય મખ્લૂકમાંથી બીજા કોઈને પણ આ શર્ફ (બહુમાન) અને સઆદત (ખૂશનસીબી) મળ્યા નથી.
- કુરબાન જાઓ આ શએરના રચયતા હઝરત શયખ ફઝલુલ્લાહ સુહરવરદી રહમતુલ્લાહિ અલયહિની ભવ્ય કાવ્ય શકિત પર કે આપે ગણતરીના થોડાં સીધા સાધા શબ્દોમાં કેટલા મહાન બનાવો અને રહસ્યોને સમાવી લીધાં છે ! સુબ્હાનલ્લાહ !
- જે દિવસે આપે આ નઅત રચી તે રાતે અલ્લાહ તઆલાના નબી હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને ખ્વાબમાં જોયા.

આપે ફરમાવ્યું :

''આજે તેં જે કસીદા રચ્યો છે, તેમાંથી આ પંકિત મને બહુ ગમી છે.''

- મહાન ફારસી અને ઉર્દૂ કવી, અલ્લામહ ડોકટર મુહમ્મદ ઈકબાલે આ શએરને ફારસી કવિતાનો સર્વોત્તમ શએર કહ્યો છે.

## ઔલિયાની ફઝીલત

[૧]

اَلَآ اِنَّ اَوْلِيَآءَ اللّٰهِ لَا خَوْفٌ عَلَيْهِمْ وَلَا هُمْ يَحْزَنُوْنَ ط
(سُوْرَة ' يُوْنُس' : ٦٢)

ગુજરાતી કાવ્ય રૂપાંતર

નથી કંઈ ખૌફ કે કંઈ ગમ ઔલિયા માટે;
ફરમાવ્યું છે એ અલ્લાહે ઔલિયા માટે.

[૨]

فَاقْصُصِ الْقَصَصَ لَعَلَّهُمْ يَتَفَكَّرُوْنَ ط ('اَعْرَافْ' : ١٧٦)

ગુજરાતી કાવ્ય રૂપાંતર

ઔલિયાના કિસ્સાઓ લોકો સમક્ષ બયાન કર;
તેઓ કંઈ સમજે વિચારે, એવો ઈન્તિઝામ કર.

[૩]

'عِنْدَ ذِكْرِ الذَّاكِرِيْنَ تَنَزَّلُ الرَّحْمَةُ' ('حديث شريف')

ગુજરાતી કાવ્ય રૂપાંતર

ઝિક્ર જયાં ઔલિયાનો થાય છે;
રહમત ત્યાં અલ્લાહની નાઝિલ થાય છે.

[૪]

**યક ઝમાના સુહબતે બા ઔલિયા,**
**બેહતર અઝ સદ સાલહ તાઅત બે રિયા.**
**ગર તૂ સંગે ખારએ મરમર શવી,**
**ચૂં બ સાહિબ દિલ રસી ગવહર શવી.**

**– હઝરત મૌલાના જલાલુદ્દીન રૂમી રહમતુલ્લાહિ અલયહિ**

ગુજરાતી કાવ્ય રૂપાંતર

એક પલ ઔલિયાના સંગની;
સો વરસની ખાલિસ ઈબાદતથી છે મહાન.

જો હશે તૂ મામૂલી પથ્થરના સમાન,
ઔલિયાના સંગથી તૂ થઈ જશે હીરા સમાન.

[૫]

**હર કે ખ્વાહદ હમનશીની બા ખુદા,**
**ઊ નશીનદ દર હુઝૂરે ઔલિયા.**

**– હઝરત મૌલાના જલાલુદ્દીન રૂમી રહમતુલ્લાહિ અલયહિ**

**ગુજરાતી કાવ્ય રૂપાંતર**

જે ઈચ્છે નજીકતા અલ્લાહની;
તે બેસે નજીક ઔલિયા અલ્લાહની.

[૬]

**શનીદમ કે દર રોઝે ઉમ્મીદ વ બીમ,**
**બદાંરા બ નેકાં બ બખ્શદ કરીમ.**

**– હઝરત શયખ સઅદી રહમતુલ્લાહિ અલયહિ**

**ગુજરાતી કાવ્ય રૂપાંતર**

તે પરમ કૃપાળુ જયારે ઈન્સાફ ફરમાવશે;
નેકોની સાથે બદોની પણ બખ્શિશ ફરમાવશે.

[૭]

**હુબ્બે દુરવેશાં કલીદે જન્નતસ્ત,**
**દુશમને ઈશાં સઝાએ લઅનત અસ્ત.**

**– હઝરત ફરીદુદ્દીન અત્તાર રહમતુલ્લાહિ અલયહિ**

**ગુજરાતી કાવ્ય રૂપાંતર**

ઔલિયાથી મુહબ્બત જન્નતની કુંજી છે;
ઔલિયાથી દુશમની લઅનતની પૂંજી છે.

[૮]

**ચૂં ખુદા ખ્વાહદ કે પરદએ કશ દરદ,**
**મેલશ અંદર તઅનએ નેકાં બરદ.**
**– હઝરત જલાલુદ્દીન રૂમી રહમતુલ્લાહિ અલયહિ**

**ગુજરાતી કાવ્ય રૂપાંતર**

અલ્લાહ તઆલા જયારે કોઈનો પરદો ચીરવા ચાહે છે;
નેકોની ગીબતનો વિચાર ત્યારે તેના દિલમાં નાંખે છે.

## સહાયક કિતાબો

આ કિતાબ લખવા માટે નીચેની કિતાબોની સહાય અને મદદ લીધી છે.

[૧] 'સૂરતની પટની જમાઅતનું સુવેનિર'
[૨] 'યાદે અય્યામ'
[૩] 'ગુલશને ગુજરાત'
[૪] 'સૂરત સોનાની મૂરત'
[૫] 'તારીખે શહનશાહે સૂરત'
[૬] 'નકશબંદી ઔલિયા' ત્રીજો ગ્રંથ
[૭] 'નફહાતુલ ઉન્સ'



# અનુક્રમણિકા

## ❶ હઝરત ખ્વાજા દાના રહમતુલ્લાહિ અલયહિ

# પહેલું પ્રકરણ

## હઝરત ખ્વાજા સય્યિદ જમાલુદ્દીન દાના નકશબંદી રહમતુલ્લાહિ અલયહિ

### આપનો મુબારક જન્મ

હઝરત ખ્વાજા સય્યિદ જમાલુદ્દીન દાના રહિમહુલ્લાહુનો જન્મ તુર્કસ્તાનના જુનૂક નામના એક ગામમાં થયો હતો. એ શહેર ઈરાનના ખ્વારઝુમ શહેરથી ચાર ફલાંગ (ત્રીસ કિલો મીટર) દૂર આવેલું છે.

આપનો જન્મ હિજરીસન ૮૯૮ મુતાબિક ઈસ્વીસન ૧૪૯૨ માં થયો હતો.

### આપના વાલિદ સાહબ

આપના વાલિદ સાહબનું નામ હઝરત ખ્વાજા સય્યિદ બાદશાહ પરદહ પોશ હતું. આપ પોતાના સમયના પ્રખર સૂફી અને કામિલ વલી હતા.

### આપનું મુબારક નામ

આપના વાલિદ સાહબે આપનું નામ જમાલુદ્દીન રાખ્યું. પરંતુ થોડાં દિવસ પછી આપના વાલિદે આપની વાલિદહને ફરમાવ્યું કે :

"આપણાં ફરઝંદનું નામ જમાલુદ્દીન તો રાખી લીધું પરંતુ મને કશ્ફથી માલૂમ થયું છે કે એ ફરઝંદ ખૂબ જ અકલમંદ અને દાનાએ રાઝ (ગયબના ભેદોના જાણકાર) અને મહાન આલિમ થશે. એટલે એના નામની સાથે હું 'દાના' (ભેદોના

જાણકાર) શબ્દોનો ઉમેરો કરું છું. એટલે તે પછી 'જમાલુદ્દીન દાના' તરીકે આપને યાદ કરવામાં આવે છે.''

## આપનું ખાનદાન

- હઝરત ખ્વાજા દાના રહમતુલ્લાહિ અલયહિના દાદા સાહબ હઝરત ખ્વાજા સય્યિદ ઈસ્માઈલ અલયહિર્રહમહ પણ પોતાના સમયના મહાન બુઝુર્ગ હતા. આપ મોટા અવલિયાએ આલીમાં ગણાતા હતા.
- જુનૂક ગામમાં આપ સય્યિદોના ખાનદાનના વડીલ હતા.
- હઝરત ખ્વાજા દાના રહમતુલ્લાહિ અલયહિની વાલિદહ પણ ખૂબ નેક ખાતૂન હતી. અને શહઝાદી હતી.
- હઝરત ખ્વાજા દાના રહિમહુલ્લાહુનું ખાનદાન એટલું પ્રતિષ્ઠિત હતું કે ચુગ્તાઈ બાદશાહ સુલતાન હુસયન મિરઝા, ઈબ્રાહીમ હુસયન મિરઝા વગેરેને આપના ખાનદાનની તરફ એટલી ભારે અકીદત હતી કે પોતાની સાહબઝાદીઓના નિકાહ આપના ખાનદાનમાં કરતા હતા.

## આપનો નસબ (વંશ)

- હઝરત ખ્વાજા દાના રહમતુલ્લાહિ અલયહિ હઝરત અલી કર્રમલ્લાહુ વજહહૂના સીધા વંશ જ હતા.
- આપના નસબ (વંશ)નો સિલસિલો ૧૨ (બારમી) પેઢીએ હઝરત સય્યિદિના અલી કર્રમલ્લાહુ વજહહૂને જઈને મળે છે.

## બાળપણમાં વાલિદ, વાલિદહનો ઈન્તિકાલ

- ઈરાનનો બાદશાહ ત્યારે શાહ ઈસ્માઈલ સફવી શીઅહ હતો.
- તેની સાથેના જંગમાં હઝરત ખ્વાજા દાના રહમતુલ્લાહિ અલયહિના વાલિદ હઝરત ખ્વાજા સય્યિદ બાદશાહ પરદહ પોશ શહીદ થઈ ગયા.

**ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઊન.**

- તે વખતે હઝરત ખ્વાજા દાના રહમતુલ્લાહિ અલયહિની ઉંમર ફકત

ચાર મહિનાની હતી.

- વાલિદ સાહબની શહાદતના આઘાત અને ગમમાં આપની વાલિદહનો પણ ઈન્તિકાલ થઈ ગયો.
- આ રીતે ફકત ચાર મહિનામાં માતાનું દૂધ ધાવતા બાળકના માથેથી વાલિદ અને વાલિદહ બન્નેનો સાયો ઊઠી ગયો.

## આપની પરવરિશ માટે વાલિદ સાહબે પોતાના મુરીદને ખ્વાબમાં આપેલી સૂચના

હઝરત ખ્વાજા દાના રહમતુલ્લાહિ અલયહિના વાલિદ સાહબ હઝરત સય્યિદ ખ્વાજા બાદશાહ પરદહ પોશ રહમતુલ્લાહિ અલયહિએ પોતાના ખાસ મુરીદ હઝરત ખ્વાજા અબૂલ હસન અતા ઉર્ફે ખ્વાજા બાબા રહમતુલ્લાહિ અલયહિને ખ્વાબમાં સૂચના આપી કે :

"હે અતા ! હું મારા પુત્રની પરવરિશની જવાબદારી તને સોપું છું. એ જવાબદારી બરાબર અદા કરશો.'"

## હઝરત ખ્વાજા ઉબૈદુલ્લાહ અહરાર રહમતુલ્લાહિ અલયહિએ પણ ખ્વાબમાં આપેલી સૂચના

હઝરત મૌલાના મુહમ્મદ યાકૂબ ચરખી રહિમહુલ્લાહુના ખલીફા અને હઝરત મૌલાના અબ્દુર્રહમાન જામી રહમતુલ્લાહિ અલયહિના પીર હઝરત નાસિરુદ્દીન ઉબૈદુલ્લાહ અહરાર રહમતુલ્લાહિ અલયહિએ પણ હઝરત ખ્વાજા અબૂલ હસન અતા રહમતુલ્લાહિ અલયહિને ખ્વાબમાં ઉપર પ્રમાણે જ સૂચના અને જવાબદારી આપી.

## હરણી આપને દૂધ પાતી હતી

'ગુલશને ગુજરાત'માં છે કે :

ખ્વાબમાંથી જાગીને હઝરત ખ્વાજા હસન અતા આપની તલાશમાં નીકળ્યા. ઘણાં શોધ્યા ત્યારે એક ઝૂંપડીમાંથી મળ્યા. આપે

અલ્લાહ તઆલાનો શુક્ર અદા કર્યો અને આપને ખાવરાના જંગલમાં લઈ જઈ એક તળાવ પાસે રાખ્યા.

હઝરત ખ્વાજા હસન અતા રહમતુલ્લાહિ અલયહિને ચિંતા થઈ કે આપ માસૂમ બાળક છે એમને દૂધ પિવડાવવા માટે કોઈ દાઈ (દૂધ માતા) તલાશ કરું. ઘણી તલાશ કરી પરંતુ કોઈ દાઈ ન મળી.

હઝરત ખ્વાજા હસન અતા રહિમહુલ્લાહુએ દુઆ કરી કે :

"હે અલ્લાહ ! આ માસૂમ બાળક માટે દૂધનો બંદોબસ્ત કર ! મેં તો દાઈ શોધી પરંતુ મળી નથી. હું લાચાર મજબૂર છું."

આપ દુઆ કરીને જયારે બાળક પાસે જતા હતા ત્યારે આપે દૂરથી જોયું કે કોઈ પ્રાણી આપની પાસે ઊભું છે. આપ જલ્દી જલ્દી ચાલીને પાસે ગયા. જોયું તો એક હરણી આપને દૂધ પાતી હતી !

ખ્વાજા હસન અતા રહમતુલ્લાહિ અલયહિએ અલ્લાહ તઆલાનો શુક્ર અદા કર્યો કે તેણે દુઆ કબૂલ કરી.

એ હરણી દરરોજ સવાર–સાંજ સમયસર આવીને દૂધ પાઈને ચાલી જતી.

આ સિલસિલો હઝરત ખ્વાજા દાના સાહબ રહમતુલ્લાહિ અલયહિની દૂધ પીવાની ઉંમર સુધી ચાલુ રહ્યો.

દૂધનો ઝમાનો પૂરો થવા પછી હરણી આવતી બંધ થઈ ગઈ.

હઝરત ખ્વાજા દાના રહમતુલ્લાહિ અલયહિનો ગુઝારો જંગલના ફળ, ફૂલ અને પાંદડાંઓ પર થવા લાગ્યો. આ પ્રમાણે આપની ઉંમર ૧૨ (બાર) વરસની થઈ.

હઝરત ખ્વાજા દાના રહમતુલ્લાહિ અલયહિના સાહબઝાદહ હઝરત ખ્વાજા અબૂલ કાસિમ રહમતુલ્લાહિ અલયહિએ પોતાની

કિતાબ 'મનાકિબુલ અખ્યાર'માં લખ્યું છે કે :

"મારા મુહતરમ વાલિદ સાહબ રહમતુલ્લાહિ અલયહિ મને હંમેશા ફરમાવતા હતા કે :

બેટા અબૂલ કાસિમ ! મને જે મઝા જંગલના ઘાસફૂસ ખાવામાં આવતી હતી તે મઝા મને આ ચરબીદાર ખોરાક અને વાનગીઓમાં આવતી નથી."

## હઝરત ખ્વાજા સય્યિદ હસન અતા રહમતુલ્લાહિ અલયહિએ હઝરત ખ્વાજા દાના રહમતુલ્લાહિ અલયહિને ખિલાફત અને ઈજાઝત આપી

- હઝરત ખ્વાજા સય્યિદ હસન રહમતુલ્લાહિ અલયહિએ પોતાના પીરે ખ્વાબમાં આપેલી સૂચનાનું ચુસ્ત પાલન કર્યું.
- આપે હઝરત ખ્વાજા દાના રહમતુલ્લાહિ અલયહિની ૧૨ (બાર) વરસની ઉંમર સુધી સંપૂર્ણ તાલીમ અને તરબિયત ફરમાવી.
- ખ્વાજગાને નકશબંદ રહમતુલ્લાહિ અલયહિના તરીકતના સિલસિલાના રહસ્યોથી આપને વાકિફ ફરમાવ્યા.
- શરીઅતની પણ સંપૂર્ણ તાલીમ આપી.
- શરીઅત અને તરીકતમાં મુકમ્મલ થઈ ગયા બાદ હઝરત ખ્વાજા દાના સાહબ રહમતુલ્લાહિ અલયહિને આપે એક અસા અને પોતાનો મુબારક ખિરકહ તેમજ ખિલાફત અને ઈજાઝત અતા ફરમાવ્યા.

## હઝરત ખ્વાજા અતા (રહ.)નો તરીકતનો સિલસિલો

- હઝરત ખ્વાજા હસન અતા રહિમહુલ્લાહુ મહાન નકશબંદી બુઝુર્ગ હઝરત ખ્વાજા નાસિર ઉબયદુલ્લાહ અહરાર રહિમહુલ્લાહુના ખલીફા, હઝરત ખ્વાજા દાના રહિમહુલ્લાહુના વાલિદ સાહબ હઝરત સય્યિદ બાદશાહ પરદહ પોશ રહિમહુલ્લાહુના ખલીફા હતા.

- હઝરત ખ્વાજા ઉબયદુલ્લાહ અહરાર રહમતુલ્લાહિ અલયહિ હઝરત મૌલાના અબ્દુર્રહમાન જામી રહિમહુલ્લાહુના પણ પીર હતા.
- એ તમામ બુઝુર્ગોના વિસ્તૃત જીવનચરિત્રો નકશબંદી ઔલિયા ગ્રંથમાળાના ગ્રંથ : ૧, ૨ , ૩ માં લખ્યા છે.

## હઝરત ખ્વાજા સય્યિદ અતા રહમતુલ્લાહિ અલયહિના ઈન્તિકાલ બાદ ગયબથી બંદોબસ્ત

- હઝરત ખ્વાજા દાના રહિમહુલ્લાહુને ખિલાફત આપવા બાદ હઝરત ખ્વાજા સય્યિદ હસન અતા રહિમહુલ્લાહુનો ઈન્તિકાલ થઈ ગયો.
- હઝરત ખ્વાજા અતા (રહ.)નો ઈન્તિકાલનો સમય નજીક આવ્યો ત્યારે હઝરત ખ્વાજા દાના સાહબ (રહ.)ની ઉંમર માત્ર બાર વર્ષની હતી.
- હઝરત ખ્વાજા હસન અતા રહમતુલ્લાહિ અલયહિએ પોતાની વફાત પહેલાં ઘણી નસીહતો કરી પછી બે રકાત નમાઝ પઢી અને સજદહમાં હતા ત્યારે જ ઈન્તિકાલ થયો.

**ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઊન.**

કુમળી વયમાં આ અણધાર્યો પ્રસંગ બનવાથી આપ હેરાન, પરેશાન અને વિચારમગ્ન દશામાં હતા કે કફન–દફન કેવી રીતે કરું ? એટલામાં આપે જોયું કે એક નૂરાની જમાઅત કિબ્લહ તરફથી આવી રહી છે ! એ જોઈ આપ ખૂશ થયા. આપ સમજી ગયા કે એ ફરિશ્તાઓની જમાઅત છે.

એ નૂરાની જમાઅત ખ્વાજા હસન અતા રહમતુલ્લાહિ અલયહિની લાશ પાસે આવી. આપને તળાવના પાણીથી ગુસલ આપ્યું. કફન પહેરાવ્યું. જનાઝહ તૈયાર કર્યો. જનાઝહની નમાઝ પઢી અને દફન કર્યા. તે પછી ખ્વાજા દાના સાહબ રહમતુલ્લાહિ અલયહિને દિલાસો આપીને એ નૂરાની જમાઅત ચાલી ગઈ !

## પિતાએ ફરી પાછી ખ્વાબમાં સૂચના આપી

હઝરત ખ્વાજા હસન અતા રહમતુલ્લાહિ અલયહિની વફાત બાદ હઝરત ખ્વાજા દાના સાહબ રહમતુલ્લાહિ અલયહિનું જીવન જંગલના ભયાનક વાતાવરણમાં વિક્રાળ ખૂનખાર પશુઓની વચ્ચે વિતી રહ્યું હતું. ફળો અને કંદમૂળ ઉપર જીવન નિર્વાહ ચલાવી અલ્લાહ તઆલાની ઈબાદતમાં દિવસો વીતાવી રહ્યા હતા.

એક દિવસે આપના વાલિદ બુઝુર્ગવારે તે સમયના મહાન દુરવેશ ખ્વાજા મુહમ્મદ સાહબ રહિમહુલ્લાહુને ખ્વાબમાં ફરમાવ્યું કે :

"મારા ફરઝંદની તાલીમ હજી અધૂરી છે. એને વધુ તાલીમ માટે હું આપને સોંપું છું."

આ હુકમ સાંભળી સય્યિદ મુહમ્મદ રહિમહુલ્લાહુ ખ્વાજા દાના સાહબ રહમતુલ્લાહિ અલયહિની તલાશમાં નીકળ્યા. શોધતાં શોધતાં ખુરાસાનના જંગલમાં ગયા. ત્યાં આપને હરણના ટોળામાં જોયા. સય્યિદ મુહમ્મદ રહિમહુલ્લાહુને જોઈને હરણો નાસવા માંડયા. ખ્વાજા દાના સાહબ રહિમહુલ્લાહુ પણ હરણો સાથે નાસી ગયા.

ઘણાં દિવસો સુધી એ ક્રમ ચાલ્યો. જયારે સય્યિદ મુહમ્મદ રહિમહુલ્લાહુ આપની પાસે જતા ત્યારે તેઓ હરણો સાથે નાસી જતાં !

એક દિવસે સય્યિદ મુહમ્મદ રહમતુલ્લાહિ અલયહિએ વિનંતી કરીને મુહબ્બતથી આગ્રહ કરીને તેમને રોકયા અને કહ્યું કે :

"આપ મને ઓળખતા નથી પરંતુ હું કોઈ અજાણ્યો માણસ નથી. આપના વાલિદ રહમતુલ્લાહિ અલયહિએ ખ્વાબમાં મને આપની સોંપણી કરી છે અને આપની તાલીમનો હુકમ કર્યો છે."

આ સાંભળી આપ રોકાઈ ગયા. ખ્વાજા સય્યિદ મુહમ્મદ રહમતુલ્લાહિ અલયહિ તેમને પોતાની સાથે લઈ ગયા અને છ વર્ષ

સુધી પોતાની સાથે રાખી સંપૂર્ણ તાલીમ આપી.

આ હકીકતનો વિગતવાર અહેવાલ આપના ફરઝંદ ખ્વાજા કાસિમ સાહબે 'મનાકિબુલ અખ્યાર' કિતાબમાં આપેલો છે.

## જંગલી જાનવરો પણ આપની ફરતે બેસીને ઝિક્ર કરતાં

હઝરત ખ્વાજા દાના સાહબ રહમતુલ્લાહિ અલયહિની તાલીમ પૂરી થતાં સય્યિદ મુહમ્મદ રહમતુલ્લાહિ અલયહિ પોતાના દેશ ચાલ્યા ગયા. તે પછી ખ્વાજા દાના સાહબ રહમતુલ્લાહિ અલયહિ જંગલમાં એકલા રહેતા અને અલ્લાહ તઆલાની ઈબાદત કરતા હતા.

આપ રહમતુલ્લાહિ અલયહિની ઈબાદતનો તરીકો એ હતો કે આપ એક કુંડાળામાં બેસતા અને આપની ફરતે વર્તુળ કરીને જંગલી જાનવરો બેસી જતા. જયારે આપ 'અલ્લાહુ અલ્લાહુ'નો ઝિક્ર કરતાં ત્યારે જંગલી જાનવરો પણ આપની નકલ કરતાં અને એ રીતે પૂરું જંગલ 'અલ્લાહુ અલ્લાહુ'ના ઝિક્રથી ગૂંજી ઊઠતું !

## આપની કાયાપલટ

આપને જંગલમાં એકાંત ગમતું હતું. આપ શહેર અને વસ્તીથી દૂર રહેતા હતા. એક વખત બાબા ચોપાલ ત્યાં આવ્યા. બાબા ચોપાલને જોઈને આપે નાસવાનો ઈરાદો કર્યો.

બાબાએ કહ્યું કે :

"ઈન્સાન, ઈન્સાનથી ભાગે છે !"

આ સાંભળી આપ થોભી ગયા.

એટલામાં એક દુરવેશ બાબા જોયા. મજઝૂબ તુર્કસ્તાની રહમતુલ્લાહિ અલયહિ ત્યાં આવી પહોંચ્યા. ત્રણેએ એક–બીજા સાથે મુલાકાત કરી. બાબા ચોપાલ રહમતુલ્લાહિ અલયહિએ પોતાની

બગલમાંથી ત્રીસ ગરમ ગરમ રોટલીઓ કાઢી. તેમાંથી એક રોટલીના ત્રીસ ભાગો કર્યા. તેમાંથી એક ટુકડો હઝરત ખ્વાજા દાના સાહબ રહમતુલ્લાહિ અલયહિને આપ્યો. એક ટુકડો બાબા જોયાં મજઝૂબ તુર્કસ્તાનીને આપ્યો અને એક ટુકડો પોતે ખાધો.

બાબા ચોપાલ રહમતુલ્લાહિ અલયહિએ આપેલો રોટલીનો ટુકડો ખાતાં જ હઝરત ખ્વાજા દાના સાહબ રહમતુલ્લાહિ અલયહિની આંતરિક હાલતમાં ભારે પરિવર્તન થઈ ગયું ! જંગલનો એકાંતવાસ છોડીને હવે આપ શહેરમાં રહેવા લાગ્યા. ત્યાં જ ઈબાદત અને રિયાઝતમાં મશગૂલ રહ્યા.

## બાદશાહે આપને પોતાની પુત્રી પરણાવી

થોડાં અરસા પછી ખ્વાજા દાના સાહબ (રહ.) ખુરાસાનથી બલ્ખ ચાલ્યા ગયા. ત્યાં ખ્વાજા અબ્દુલ હાદીના મહેમાન રહ્યા. અને મૌલાના સઈદ તુર્કસ્તાનીથી જાહિરી તથા બાતિની ઈલ્મ મેળવ્યો.

બલ્ખનો બાદશાહ પીર મુહમ્મદ ખાન આપનો મુરીદ થયો અને પોતાની શાહઝાદીની શાદી આપની સાથે કરી આપી.

'ગુલશને ગુજરાત'માં જણાવ્યા પ્રમાણે બાદશાહની બહેન સાથે આપની શાદી થઈ.

## હઝરત ખ્વાજા સલામ જોએબાર નકશબંદી રહમતુલ્લાહિ અલયહિ સાથે આપની મુલાકાત

હઝરત ખ્વાજા દાન અલયહિર્રહમહ બલ્ખ શહેરમાં સ્થાયી હતા કે એ જ દરમિયાન હઝરત મૌલાના મુહમ્મદ સઈદ તુર્કસ્તાની સાથે મુલાકાત થઈ.

આપે ફરમાવ્યું :

શાહઝાદહ ! તમે જન્મજાત વલી છો.

આવો ! હું તમોને એક કામિલ વલી અને બા સફા વલી સાથે મુલાકાત કરાવું.

હઝરત મૌલાના સઈદ તુર્કસ્તાનીએ હઝરત ખ્વાજા સલામ નકશબંદી અલયહિર્રહમહ સાથે આપની મુલાકાત કરાવી.

તેઓ હઝરત ખ્વાજા દાનાને જોઈને મુસ્કુરાયા અને ફરમાવ્યું :

જમાલુદ્દીન દાના ! કયાં રોકાઈ ગયા હતા ? હું તો તમોને શોધી રહ્યો હતો કે તમારા ભાગની જે નેઅમતો મારી પાસે અમાનત રૂપે મૂકી છે, તેને આપના હવાલે કરીને ઈત્મીનાનનો શ્વાસ લઈ શકું.

હઝરત ખ્વાજા સલામ નકશબંદીએ ખ્વાજા દાના પર ખુસૂસી તવજ્જુહ ફરમાવી અને તમામ ઝાહિરી અને બાતિની નેઅમતો અતા ફરમાવવા પછી નકશબંદી સિલસિલાની ખિલાફતથી પણ સરફરાઝ ફરમાવી દીધા.

નોંધ :

હઝરત ખ્વાજા દાના સાહબને હઝરત ખ્વાજા ઉબયદુલ્લાહ અહરાર નકશબંદી અલયહિર્રહમહથી પણ ફૈઝે ઉવૈસી હાસિલ થયો છે.

## હિન્દુસ્તાનમાં આગમન

થોડાં સમય પછી બલ્ખથી વિદાય થઈ કન્દહાર અને સિંધ થઈ આપ આગ્રા આવ્યા. બલ્ખના બાદશાહના પુત્રી (કે બહેન) અર્થાત આપના પુનીત પત્ની પણ આ પ્રવાસમાં આપની સાથે હતા.

થોડો સમય આગ્રામાં થોભી આપ ગુજરાત તરફ રવાના થયા. રસ્તામાં થોડાં દિવસ બુરહાનપૂરમાં રહ્યા.

તે સમયે મોગલ શહેનશાહ અકબરનો પુત્ર દાનિયાલ

બુરહાનપૂરનો ગવર્નર હતો. દાનિયાલ આપના વ્યકિતત્વથી અત્યંત પ્રભાવિત થયો અને આપનો મુરીદ બન્યો.

## અકબર બાદશાહના શાહઝાદહ દાનિયાલનો મરેલો પુત્ર આપની દુઆથી જીવતો થયો!

થોડાંક દિવસો જ વીત્યા કે દાનિયાલના વહાલા પુત્ર તૈમૂરનો અચાનક ઈન્તિકાલ થઈ ગયો. દાનિયાલને હઝરત પ્રત્યે બેહદ અકીદત હતી. તેણે પોતાના પુત્રની લાશ લાવીને હઝરતની ગોદમાં મૂકી દીધી અને રડવા લાગ્યો.

હઝરતે અલ્લાહ જલ્લ શાનુહૂના દરબારમાં દાનિયાલના પુત્રના નવજીવન માટે દુઆ ફરમાવી અને લાશ ઉપર પોતાનો હાથ ફેરવ્યો. અલ્લાહ તઆલાની શાન જુઓ કે હઝરતની દુઆ મકબૂલ થઈ અને શાહઝાદહને નવું જીવન મળ્યું ! તે જીવતો થઈ ગયો. દાનિયાલનું દુ:ખ ખૂશીમાં બદલાઈ ગયું.

સુબ્હાનલ્લાહ ! આવી શાનવાળાઓની શાનમાં હઝરત મૌલાના રૂમી રહમતુલ્લાહિ અલયહિએ ફરમાવ્યું છે કે :

**આં દુઆ શૈખે કે ને ચૂં હર દુઆસ્ત,**
એ શૈખની દુઆ સામાન્ય દુઆઓ જેવી નથી,
**ફાનીસ્ત વ ગુફ્તએ ઊ ગુફ્તે ખુદાસ્ત.**
તે ફના–બકાથી મુશર્રફ છે અને તેનું કહેવું અલ્લાહ તઆલાનું કહેવું છે.
**અકમહો અબરસ ચે બાશદ મુર્દહ નીઝ,**
જન્માંધ અને કોઢી તો શું બલ્કે મુર્દાઓ પણ,
**ઝિન્દહ ગર્દદ અઝ ફસૂને આં અઝીઝ.**
એ ખાસ બંદાના દમ કરવાથી જીવતા થઈ જાય છે.

## વડોદરામાં આગમન

બુરહાનપૂરથી રવાના થઈ આપ વડોદરા આવ્યા. વડોદરામાં મૌલાના નઝીર બદખ્શી રહમતુલ્લાહિ અલયહિએ આપની સેવામાં હાજર થઈ વડોદરામાં થોભવા આગ્રહ કર્યો. તેમના આગ્રહને માન આપી આપ થોડાં દિવસ વડોદરામાં રોકાયા.

વડોદરામાં ડાકૂઓએ આપનો બધો સરસામાન લૂંટી લીધો. હઝરત નારાઝ થવાને બદલે ખૂશ થયા કે, ચાલો, અલ્લાહ તઆલાનો શુક્ર છે, અમાનત અમાનતવાળાઓને મળી ગઈ !

## સૂરતમાં પધરામણી અને આપનું ભવ્ય સ્વાગત

અલ્લાહ તઆલાનો હુકમ થતાં હઝરત વડોદરાથી વિદાય થઈ હિજરીસન ૯૫૬ મુતાબિક ઈસ્વીસન ૧૫૪૯ માં સૂરત પધાર્યા.

સૂરત તે વખતે મોટું બંદર હતું. દેશ–વિદેશ સાથેના વેપારી માલ ભરેલાં વહાણોની આવ–જા અહીંથી થતી રહેતી. હજ પઢવા માટે મક્કા મુઅઝઝમા પણ જવા માટે સૂરત બંદરથી વહાણમાં સવાર થવું પડતું હતું, જેના કારણે સૂરત તે વખતે **'બાબુલ મક્કા'** અર્થાત **'મક્કાનો દરવાજો'** કહેવાતું હતું.

હઝરતના સત્કાર અને સ્વાગત માટે સૂરતના કિલ્લેદાર કુલીજખાન આવ્યા અને આપને સંપૂર્ણ માન–પાન સાથે શહેરમાં લાવ્યા.

## સૂરતના કિલ્લેદાર કુલીજ ખાન

'સૂરત સોનાની મૂરત'ના કર્તા લખે છે કે :

''અકબર (બાદશાહ) ચુનંદા સરદારો સાથે વડોદરાથી નીકળી ૧૧ મી જાન્યુઆરી ૧૫૭૩ ના દિવસે (સૂરતના) કિલ્લા પાસે આવી રહ્યો. તેણે પોતાની છાવણીને ઘેરા દરમિયાન કિલ્લામાંના ગોળાથી સુરક્ષિત રાખવા ગોપી તળાવ ખસેડી. તે સાથે કિલ્લામાંથી ચલ્લું પણ ફરકે નહિ કે અંદર

કશો પુરવઠો પહોંચે નહિ એનો કડક બંદોબસ્ત કર્યો.

તા. ૨૬ – ૨ – ૧૫૭૩ ના દિવસે કિલ્લાનું આખું લશ્કર શહેનશાહના તાબિઅ થયું. અકબરે કુલીજ ખાનને સૂરતનો હાકિમ નીમ્યો અને ૮ મી માર્ચે બાદશાહી સવારી અમદાવાદ તરફ કૂચ કરી ગઈ.'' ('સૂરત સોનાની મૂરત' પાનું : ૧૫, ૧૬)



તુર્કી ભાષામાં સિંહને 'કુલીજ' કહે છે. આપ 'કુલીજ ખાન અંદજાની'ના નામે જાણીતા હતા. આપનું આખું નામ મુલ્લા મુહમ્મદ કુલીજ ખાન હતું. આપ જાહિરી અને બાતિની બન્ને ઈલ્મના જ્ઞાતા હતા. શીખવા–શીખવવામાં મશગૂલ રહેતા હતા. આપ લાહોરમાં હતા ત્યારે એક દારુલ ઉલૂમમાં જઈને દરરોજ ફિકહ, હદીષ શરીફ અને તફસીરનો દર્સ આપતા હતા. મતલબ કે શસ્ત્ર અને શાસ્ત્ર બન્નેમાં આપ નિપુણ હતા.

આપ હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ રહમતુલ્લાહિ અલયહિના બિરાદરે નિસ્બતી (સાળા) હતા.

હઝરત મુજદ્દિદે અલફેસાની રહમતુલ્લાહિ અલયહિના મકતૂબાત શરીફ (પત્ર–સંગ્રહો)માં આપના નામે ચાર પત્રો છે. 'મકતૂબાત શરીફ'ના ખંડ : ૧ માં પત્ર નંબર : ૨૪, ૭૬ અને ૧૪૧ તથા ખંડ : ૨ માં પત્ર નંબર : ૩૨ આપના નામે લખેલા છે.

એંસી કરતાં વધારે વરસની ઉંમરે જહાંગીરના સમયમાં હિજરીસન ૧૦૨૩ માં આપનો ઈન્તિકાલ થયો હતો.

## બાદશાહે પુષ્કળ નઝરાણું મોકલ્યું

શાહઝાદહ દાનિયાલનો મરણ પામેલ પુત્ર હઝરત ખ્વાજા દાના

સાહબ રહમતુલ્લાહિ અલયહિની દુઆથી ફરી પાછો જીવતો થયાની વાત બાદશાહ અકબરે જાણી ત્યારે તે પણ હઝરતનો અકીદતમંદ થઈ ગયો.

હઝરતના સૂરતમાં આગમન બાદ શહેનશાહ અકબરે હઝરતના માટે એક લાખ રૂપિયાની જંગી રકમ નઝરાણા તરીકે ભેટ મોકલી. (ચારસો વરસ પહેલાંના એક લાખ રૂપિયા આજના હિસાબે તો ન જાણે કેટલા કરોડ કે અબજ રૂપિયા થાય ! )

સૂરતના હાકિમ અબ્દુર્રહમાન તેહરાની પણ આપના મુરીદ બન્યા હતા.

## સૂરતમાં ખાનકાહ બનાવી

સૂરતમાં સ્થાયી થયા પછી હઝરતે અહીં એક ખાનકાહ બનાવવાની શરૂઆત કરી. કારીગરો દિવસભર જે ચણતરનું કામ કરતા હતા તે રાતના સમયે આપ તોડી નાંખતા હતા. આપના એક મુરીદે એનું કારણ પૂછયું.

આપે ફરમાવ્યું કે :

"અલ્લાહ તઆલાના બંદાઓની રોઝી ચાલુ રહે તે માટે હું એ પ્રમાણે કરું છું."

## વફાત

સૂરતથી ફરી પાછા આપ રહમતુલ્લાહિ અલયહિ બુરહાનપૂર ગયા, ત્યાં કેટલાક દિવસો રહીને આપ ફરી પાછા સૂરત આવ્યા ત્યારે બીમાર પડયા. એક દિવસ એવા બેહોશ થઈ ગયા કે બધાં રડવા લાગ્યા. જયારે હોશમાં આવ્યા ત્યારે આપે સૂરએ 'યા–સીન' (શરીફ) પઢી. તે પછી કલિમએ તય્યિબહ પઢતાં પઢતાં ઈન્તિકાલ થયો.

**ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઊન.**

આપની વફાત ૫, સફર, હિજરીસન ૧૦૧૬ મુતાબિક ઈસ્વીસન ૧૬૦૭ માં એક સો ચાલીસ વરસની ઉંમરે થઈ.

સૂરતમાં 'બડેખાંના ચકલા' વિસ્તારમાં આપે બનાવેલ ખાનકાહમાં જ આપને દફન કરવામાં આવ્યા.

## દફન બાદ અદભૂત બનાવ

આપ રહમતુલ્લાહિ અલયહિને દફન કરવા બાદ ધોધમાર વરસાદ પડયો. આપ રહમતુલ્લાહિ અલયહિની કબર ધોવાઈ ગઈ અને તેનું નામ–નિશાન બાકી ન રહ્યું. બધાં લોકો પરેશાન થઈ ગયા.

હઝરતે પોતાના પુત્રને ખ્વાબમાં ફરમાવ્યું કે :

"મારી કબર ફલાણી જગા પર છે."

સવારમાં શોધ કરી તો કબર મળી પરંતુ કબરમાં આપની લાશ મુબારક ન હતી ! આ જોઈ લોકો વધુ પરેશાન થયા.

હઝરતે ખ્વાબમાં પોતાના ફરઝંદને ફરી પાછું ફરમાવ્યું કે :

"પરેશાન ન થાઓ ! ગઈ કાલે મારી લાશને ખાનએ કઅબહ પાસે લઈ જવામાં આવી હતી એટલે હું કબરમાં ન હતો ! હવે કબરમાં ફરી પાછો આવી ગયો છું."

સવારમાં આપ (રહ.)ની કબર જયારે ખોલવામાં આવી ત્યારે આપ (રહ.)ની લાશ તેમાં મોજૂદ હતી અને કફન પર એક ધબ્બો પણ ન હતો ! અત્તર વગેરે છાંટી આપની કબરને બંધ કરવામાં આવી.

**ઈસ અર્ઝે મુકદ્દસ પે ન ફિતરતકો હો કયૂં નાઝ,**
**અંગળાઈયાં લેતા હય યહાં અર્શે પુર અનવાર.**
**અકસીરસે બળ્હ કર ન હો કયૂં ખાક યહાંકી,**
**ઈસ ખાક કે પરદેમેં હય એક પયકરે અસરાર.**

## હઝરત ખ્વાજા દાના સાહબ રહિમહુલ્લાહુની કરામતો

### [૧] નાણાંનો ઈન્તિઝામ ગયબથી થઈ ગયો!

● એક વખતે ખાનકાહના ખર્ચના માટે નાણાં બિલકુલ ન હતા.
● ખાદિમોએ પરેશાન થઈ હઝરતને વાત કરી.

હઝરતે ફરમાવ્યું :

'પરેશાન થવાની જરૂરત નથી.

ઈન્શાઅલ્લાહ અલ્લાહ તઆલા ગયબથી ઈન્તિઝામ ફરમાવશે.'

● હઝરત પોતાના એક ખાસ ખાદિમને લઈને નજીકના ગામમાં તશરીફ લઈ ગયા. રસ્તામાં પાણીનું એક નાળું આવ્યું.

હઝરતે ખાદિમને હુકમ ફરમાવ્યો કે :

"નાળામાં જે થેલી પડેલી છે તે લઈ આવ !"

ખાદિમ નાળામાં ગયો તો ખરેખર ત્યાંથી એક સીલ બંધ થેલી મળી. તે તદ્દન સૂકી હતી.

થેલીની મુહર (સીલ) તોડીને ખોલી તો તેમાંથી ૩૦૦૦ (ત્રણ હઝાર) સોના મહોર નીકળી.

ખાદિમ ખૂબ જ નવાઈ પામ્યો.

હઝરતે તેને ફરમાવ્યું કે :

"ખાનકાહના ખર્ચ માટે રકમ તો મળી ગઈ પરંતુ આ રાઝની વાત કોઈને કહીશ નહિ."

### [૨] બાદશાહને અસાધ્ય (લાઈલાજ) બીમારીમાંથી શિફા મળી

એક વખતે બાદશાહની નિકટના શહેરના કેટલાક ખૂબ જ પ્રતિષ્ઠિત અને ઊંચા દરજાના લોકો હઝરતની ખિદમતમાં હાજર થયા.

તેમણે હઝરતની ખિદમતમાં અરજ કરી કે :

"હુઝૂર ! અમારા બાદશાહ સલામતને અસાધ્ય (લાઈલાજ) બીમારી થઈ છે. ઘણાં ઈલાજો કર્યા પરંતુ કોઈ ફાયદો નથી થયો. આપ તેમની બીમારપુરસી માટે તશરીફ લાવો અને તેમની શિફા માટે દુઆ ફરમાવો."

હઝરતે તેમની દાવત કબૂલ ફરમાવી.

રાતે ઈશાની નમાઝ બાદ હઝરત બાદશાહના મહેલમાં તશરીફ લઈ ગયા.

- હઝરત બાદશાહની પાસે બેઠા અને એ કમરામાંથી તમામ લોકોને બહાર જવાનો અને બધાં બારણાઓ બંધ કરી દેવાનો તેમજ અમુક સમય પછી બારણાઓ પાછા ખોલીને અંદર આવવાનો હુકમ ફરમાવ્યો.
- નક્કી થયેલા સમયે, બારણા ખોલીને અંદર ગયા તો બાદશાહ તંદુરસ્ત બેઠા હતા પરંતુ હઝરત ત્યાં મોજૂદ ન હતા !
- બાદશાહે કહ્યું કે :

"હઝરતે કંઈક પઢીને મારા બદન પર દમ કર્યો અને પોતાનો મુબારક હાથ મારા શરીર ઉપર ફેરવ્યો તો તત્કાલ હું તંદુરસ્ત થઈ ગયો.

તે પછી હઝરત મહેલની દીવાલમાંથી પાર થઈને તશરીફ લઈ ગયા."

### [3] હઝરતની કરામત જોઈ અકબર બાદશાહ આપનો મુરીદ થઈ ગયો !

- એક વખતે કેટલાક લોકોએ બાદશાહ અકબરની એવી કાનભંભેરણી કરી કે સૂરતમાં હઝરત ખ્વાજા સાહબની ખાનકાહમાં કેટલાક શરીઅતના ખિલાફ કામો થાય છે.

- બાદશાહે તપાસ કરવા માટે પોતાના એક ખાસ જાસૂસને સૂરત મોકલ્યો.
- હઝરત કશ્ફથી તેને અને તેના ઈરાદાઓને જાણી ગયા.
- તપાસ કરીને તે જવા લાગ્યો ત્યારે હઝરતે તેને એક નાનો ડબ્બો આપ્યો અને કહ્યું કે આ ડબ્બો મારા તરફથી બાદશાહને આપજો.
- બાદશાહે ડબ્બો ખોલ્યો તો તેમાં એક અંગારો ધગધગી રહ્યો હતો અને તેની બાજુમાં જ રૂનો એક ફાયો મૂકેલો હતો પરંતુ અંગારાની તેના પર કોઈ અસર થતી ન હતી !
- આ કરામત જોઈને અકબર બાદશાહ દંગ અને હેરાન થઈ ગયો.
- તે જાતે સૂરત આવ્યો અને હઝરતની માફી માંગી અને હઝરતનો મુરીદ થઈ ગયો.

## [૪] અકબર બાદશાહના શાહઝાદહ દાનિયાલનો મરણ પામેલો પુત્ર હઝરતની દુઆથી ફરીથી જીવતો થઈ ગયો

અકબર બાદશાહના પુત્ર દાનિયાલનો મરણ પામેલો પુત્ર હઝરત ખ્વાજા દાના સાહબ રહમતુલ્લાહિ અલયહિની દુઆથી ફરી પાછો જીવતો થઈ ગયાની કરામતનો બનાવ આગળ આવી ગયો છે.

## [૫] એક મુરીદને આપની દુઆથી સખત બીમારીમાંથી શિફા મળી

- હઝરતના એક મુરીદ મૌલાના મુહમ્મદ અમીન એક વખતે સખત બીમાર થઈ ગયા.
- મોટા મોટા નિષ્ણાત હકીમોની દવા કરી પરંતુ કોઈની કોઈ દવાની કંઈ પણ અસર થતી ન હતી.
- મૌલાના મુહમ્મદ અમીને હઝરતને એક પત્ર લખીને શિફા માટે દુઆ કરવા માટે અને બરકત માટે કોઈ કપડું મોકલવા ગુઝારિશ કરી.

- હઝરતે શિફા માટે દુઆ કરી અને બરકત માટે આપનું એક પહેરણ પહેરવા માટે મોકલ્યું.
- એ પહેરણ પહેરતાં જ મૌલાના મુહમ્મદ અમીન બિલકુલ તંદુરસ્ત થઈ ગયા અને બાતિની બરકતોથી માલામાલ થઈ ગયા.

નોંધ :

હઝરત ખ્વાજા દાના રહિમહુલ્લાહુના કશ્ફ અને કરામતના સેંકડો બનાવો છે. તેમાંથી ફકત નમૂના તરીકે અહીં માત્ર પાંચ બનાવો લખ્યા છે.

### હઝરતના સાહબઝાદાઓ

હઝરતના બે સાહબઝાદાઓ હતા.

'પટની સુવેનિર' અનુસાર તેમના નામો નીચે પ્રમાણે હતા :

(૧) ખ્વાજા મુહમ્મદ કાસિમ રહમતુલ્લાહિ અલયહિ

(૨) ખ્વાજા અબૂલ હસન રહમતુલ્લાહિ અલયહિ

('પટની સુવેનિર' પાનું : ૧૫૦, ૧૫૧)

'ગુલશને ગુજરાત' અનુસાર તેમના નામો નીચે પ્રમાણે હતા :

(૧) ખ્વાજા સઈદ મુહમ્મદ હાશિમ રહમતુલ્લાહિ અલયહિ

(૨) ખ્વાજા અનવારુલ હસન રહમતુલ્લાહિ અલયહિ

('ગુલશને ગુજરાત' પાનું : ૨૩)

## હઝરત રહમતુલ્લાહિ અલયહિના ગાદીનશીનો

હઝરત ખ્વાજા દાના સાહબ રહમતુલ્લાહિ અલયહિના ઈન્તિકાલ બાદ હિજરીસન ૧૦૧૬ મુતાબિક ઈસ્વીસન ૧૬૦૭ થી હિજરીસન ૧૪૧૩ મુતાબિક ઈસ્વીસન ૧૯૯૩ સુધી લગભગ ૪૦૦ (ચાર સો) વરસની મુદતમાં થયેલા ૧૬ (સોળ) ગાદીનશીનોની

માહિતી મળી શકી છે. તેમની વિગતો નીચે પ્રમાણે છે :

### (૧) હઝરત ખ્વાજા મુહમ્મદ કાસિમ રહમતુલ્લાહિ અલયહિ

- હઝરત ખ્વાજા દાના રહિમહુલ્લાહુના ઈન્તિકાલ બાદ આપના મોટા સાહબઝાદહ હઝરત ખ્વાજા મુહમ્મદ કાસિમ (રહ.) હિજરીસન ૧૦૧૬ મુતાબિક ઈસ્વીસન ૧૬૦૭ માં આપના ગાદીનશીન થયા.
- ગાદીનશીનીના માત્ર ત્રણ વરસ બાદ હિજરીસન ૧૦૧૯ મુતાબિક ઈસ્વીસન ૧૬૧૦ માં આપનો ઈન્તિકાલ થઈ ગયો.

### (૨) હઝરત ખ્વાજા અબૂલ હસન રહમતુલ્લાહિ અલયહિ

- હઝરત ખ્વાજા દાના રહમતુલ્લાહિ અલયહિના મોટા સાહબઝાદહના ઈન્તિકાલ બાદ આપના નાના સાહબઝાદહ હઝરત ખ્વાજા અબૂલ હસન ગાદીનશીન થયા.
- આપ આશરે ૩૫ (પાંત્રીસ) વરસ સુધી ગાદીનશીન રહ્યા.

### રોઝહ ઉપર ગુમ્બદ, રોઝહની બાજુમાં મસ્જિદ અને મીનારાનું નિર્માણ અને નવનિર્માણ

- નાખુદા અહમદે ઈસ્વીસન ૧૬૧૧ માં અંદાજે ૧૦૫ (એકસો પાંચ) ફૂટ ઊંચો મીનારો બંધાવ્યો.
- એ મીનારાની બાજુમાં જ થોડાંક અંતરે મીર મઅસૂમ અલી ખાનનો મહેલ હતો.
- પાટણના ફોજદાર અબ્દુલ્લાહ ખાને ઈસ્વીસન ૧૬૩૬ માં આપની ખાનકાહની પાસે જામિઅ મસ્જિદ બનાવી અને રોઝહના ઉપર ગુંબદ બનાવ્યો.
- વાવાઝોડાના કારણે નુકસાન પામેલા મીનારાને હિજરીસન ૧૩૦૦ મુતાબિક ઈસ્વીસન ૧૮૮૨ માં ગુલામબાબા ખાને નવેસરથી નિર્માણ કરાવ્યો.

### ઈન્તિકાલ અને દફન

- આપ આશરે ૩૫ (પાંત્રીસ) વરસ સુધી ગાદીનશીન રહ્યા.
- હિજરીસન ૧૦૫૪ મુતાબિક ઈસ્વીસન ૧૬૪૪ માં એમનો પણ ઈન્તિકાલ થઈ ગયો.

## (૩) હઝરત ખ્વાજા સય્યિદ મુહમ્મદ રહમતુલ્લાહિ અલયહિ

- હઝરત ખ્વાજા અબૂલ હસન રહમતુલ્લાહિ અલયહિના ઈન્તિકાલ બાદ તેમના સાહબઝાદહ હઝરત ખ્વાજા સય્યિદ મુહમ્મદ ગાદીનશીન થયા.
- આપ આશરે ૨૪ (ચોવીસ) વરસ ગાદીનશીન રહ્યા.

### ઈન્તિકાલ અને દફન

- હિ. સ. ૧૦૭૮ મુતાબિક ઈ. સ ૧૬૬૭ માં આપનો ઈન્તિકાલ થયો.
- હઝરત ખ્વાજા દાના સાહબ રહમતુલ્લાહિ અલયહિના રોઝહના ગુમ્બદ નીચે આપને પણ દફનાવવામાં આવ્યા.

## (૪) હઝરત ખ્વાજા નૂરુલ હસન રહમતુલ્લાહિ અલયહિ

- હઝરત ખ્વાજા મુહમ્મદ રહમતુલ્લાહિ અલયહિના ઈન્તિકાલ બાદ તેમના ફરઝંદ હઝરત ખ્વાજા નૂરુલ હસન ગાદીનશીન થયા.
- આશરે પચાસ વરસની લાંબી મુદત સુધી આપ ગાદીનશીન રહ્યા.

### ઈન્તિકાલ અને દફન

- હિજરીસન ૧૧૨૬ મુતાબિક ઈસ્વીસન ૧૭૧૪ માં આપનો ઈન્તિકાલ થયો.
- ગુમ્બદની પશ્ચિમ દિશાએ બારાદરીમાં આપને દફન કરવામાં આવ્યા.

## (૫) હઝરત ખ્વાજા ફૈઝુલ હસન રહમતુલ્લાહિ અલયહિ

- મર્હૂમ હઝરત ખ્વાજા નૂરુલ હસન સાહબ રહમતુલ્લાહિ અલયહિના

બે સાહબઝાદાઓ હતા :

(૧) ખ્વાજા ફૈઝુલ હસન સાહબ

(૨) ખ્વાજા નૂરુલ આલી સાહબ

- મોટા સાહબઝાદહ હઝરત ખ્વાજા ફૈઝુલ હસન સાહબ આપના ગાદીનશીન થયા.
- આશરે ૨૫ (પચ્ચીસ) વરસ સુધી આપ ગાદીનશીન રહ્યા.

## આપ મહાન આલિમ, ફાઝિલ અને લેખક હતા

- આપ મહાન આલિમ, ફાઝિલ અને લેખક પણ હતા.
- આપે અનેક કિતાબો પણ લખી હતી.

## ઈન્તિકાલ અને સંતાન

- હિજરીસન ૧૧૫૧ મુતાબિક ઈસ્વીસન ૧૭૩૮ માં આપનો ઈન્તિકાલ થયો.
- સંતાનમાં આપને ફકત એક સાહબઝાદી જ હતી.

## (૬) હઝરત ખ્વાજા નૂરુલ આ'લા રહમતુલ્લાહિ અલયહિ

- ખ્વાજા ફૈઝુલ હસનના ઈન્તિકાલ બાદ આપના નાના ભાઈ ખ્વાજા નૂરુલ આ'લા ગાદીનશીન થયા.
- આપ આશરે ૧૩ (તેર) વરસ ગાદીનશીન રહ્યા.

## ઈન્તિકાલ અને સંતાન

- હિજરીસન ૧૧૬૪ મુતાબિક ઈસ્વીસન ૧૭૫૦ માં આપનો ઈન્તિકાલ થયો.
- આપના સંતાનોમાં :
  - ફકત સાહબઝાદીઓ જ હતી.
  - સાહબઝાદહ (પુત્ર) ન હતો.

## (૭) હાફિઝ અબૂલ હસન બિન કાઝી શરફુદ્દીન ઉર્ફે સય્યિદ વલીયુલ્લાહ ખાન સાહેબ

### ગાદીનશીની કાઝી ખાનદાનમાં તબ્દીલ થઈ

- ઉપર જણાવ્યું છે તેમ છઠ્ઠા ગાદીનશીન હઝરત નૂરુલ આ'લા રહમતુલ્લાહિ અલયહિને એક પણ સાહબઝાદહ ન હતો. એટલે આપે પોતાના દામાદ (જમાઈ) હાફિઝ અબૂલ હસન બિન કાઝી શરફુદ્દીન ઉર્ફે સય્યિદ વલીયુલ્લાહ ખાન સાહેબને પોતાના ઈન્તિકાલથી પાંચ વરસ પહેલાં જ, પોતાની હયાતીમાં જ, હિજરીસન ૧૧૫૯ મુતાબિક ઈસ્વીસન ૧૭૪૬ માં પોતાના જાનશીન બનાવ્યા.
- હઝરત ખ્વાજા દાના રહમતુલ્લાહિ અલયહિ ટ્રસ્ટના તમામ દસ્તાવેજો પણ આપે પોતાના દામાદને સોંપી દીધા.
- આ રીતે હઝરત ખ્વાજા દાના રહમતુલ્લાહિ અલયહિની ગાદીનશીની કાઝી કુટુંબ (ખાનદાન)માં મુન્તકિલ અને તબ્દીલ થઈ ગઈ.
- તે પછી એ ગાદીનશીની આજ સુધી કાઝી ખાનદાનમાં જ ચાલી આવે છે.

### કાઝી ખાનદાનનો ટૂંકો પરિચય

- સાતમા ગાદીનશીન હઝરત હાફિઝ અબૂલ હસન સાહબ તિરમિઝી સાદાત હતા.
- તેમના એક બુઝુર્ગ હઝરત સય્યિદ યહ્યા તિરમિઝી રહિમહુલ્લાહુ દિલ્હીના બાદશાહ ફીરોઝ શાહ તુગલકના પીર અને મુરશિદ હતા.
- બાદશાહે પોતાની એક સાહબઝાદીને તેમના નિકાહમાં આપી હતી.
- તેમનો મઝાર વડોદરા (બરોડા)માં માંદિયા (માંડવી) તળાવની નજીક છે.
- સાતમા ગાદીનશીન હઝરત હાફિઝ અબૂલ હસન સાહબ કાઝી,

પાંચમા ગાદીનશીન ખ્વાજા ફૈઝુલ હસન સાહબના નવાસા પણ થતા હતા જેમનો માતા તરફથી સિલસિલો બાદશાહ ફીરોઝ શાહ સાથે મળે છે અને વાલિદ તરફનો સંબંધ સય્યિદ યહ્યા તિરમિઝી સાહબ રહમતુલ્લાહિ અલયહિથી મળે છે.

## (૮) સય્યિદ મુહમ્મદ હુસૈન રહમતુલ્લાહિ અલયહિ

- હઝરત સય્યિદ અબૂલ હસનના ઈન્તિકાલ બાદ તેમના સાહબઝાદહ સય્યિદ મુહમ્મદ હુસૈન ગાદીનશીન થયા.
- હિજરીસન ૧૨૩૫ મુતાબિક ઈસ્વીસન ૧૮૧૯ માં એમનો ઈન્તિકાલ થયો.

## (૯) સય્યિદ મુહમ્મદ મુઝફફર હુસૈન રહમતુલ્લાહિ અલયહિ

- આઠમા ગાદીનશીનના ઈન્તિકાલ બાદ તેમના સાહબઝાદહ સય્યિદ મુહમ્મદ મુઝફફર હુસૈન ગાદીનશીન થયા.
- આપ માત્ર બે વરસ ગાદીનશીન રહ્યા.
- હિજરીસન ૧૨૩૭ મુતાબિક ઈસ્વીસન ૧૮૧૨ માં આપનો ઈન્તિકાલ થયો.

## (૧૦) સય્યિદ અખી અવ્વલ રહમતુલ્લાહિ અલયહિ

- નવમા ગાદીનશીનના ઈન્તિકાલ બાદ તેમના સાહબઝાદહ સય્યિદ અખી અવ્વલ ગાદીનશીન થયા.
- ઉપરાંત કાઝીનો હોદ્દો પણ મળ્યો.

## (૧૧) સય્યિદ જમાલુદ્દીન ઉર્ફે ગુલામ ખ્વાજા રહિમહુલ્લાહ

- દસમા ગાદીનશીનના ઈન્તિકાલ બાદ તેમના સાહબઝાદહ સય્યિદ જમાલુદ્દીન ઉર્ફે ગુલામ ખ્વાજા ગાદીનશીન થયા.
- હિજરીસન ૧૨૯૪ મુતાબિક ઈસ્વીસન ૧૮૭૭ માં તેમનો

ઈન્તિકાલ થયો.

## (૧૨) સચ્યિદ અખી દુવ્વુમ રહમતુલ્લાહિ અલયહિ

અગિયારમા જાનશીનના ઈન્તિકાલ બાદ તેમના સાહબઝાદહ સય્યિદ અખી દુવ્વુમ ગાદીનશીન થયા.

## (૧૩) સચ્યિદ મુહમ્મદ રહમતુલ્લાહિ અલયહિ

બારમા ગાદીનશીનના ઈન્તિકાલ બાદ તેમના એક માત્ર સાહબઝાદહ સય્યિદ મુહમ્મદ ગાદીનશીન થયા.

## બીમારી, વફાત અને સંતાન

- આપને યુવાનીમાં જ જીવલેણ ક્ષય (ટી.બી.)ની બીમારી થઈ ગઈ.
- યુવાન વયે જ ઈન્તિકાલ થઈ જવાથી આપના કોઈ સંતાન (ઔલાદ) ન હતા.

## (૧૪) સચ્યિદ જમાલુદ્દીન મીર મઅસૂમ અલી રહિમહુલ્લાહ

તેરમા ગાદીનશીનની કોઈ ઔલાદ ન હોવાથી તેમના ઈન્તિકાલ બાદ તેમના ચાચાના સાહબઝાદહ (પિત્રાઈ ભાઈ) સય્યિદ જમાલુદ્દીન મીર મઅસૂમ અલી ગાદીનશીન થયા.

## (૧૫) સચ્યિદ મુઝફ્ફર હુસૈન

- ચૌદમા ગાદીનશીનના ઈન્તિકાલ બાદ તેમના સાહબઝાદહ સય્યિદ મુઝફ્ફર હુસૈન ગાદીનશીન થયા.
- હિજરીસન ૧૪૧૩ મુતાબિક ઈસ્વીસન ૧૯૯૩ માં આપનો ઈન્તિકાલ થયો.
- આપને પણ કોઈ પુત્ર (નરીના ઔલાદ) ન હતો.

## (૧૬) હઝરત સચ્યિદ મીર મુર્તઝા અલી સાહબ

- પંદરમા જાનશીનને કોઈ નરીના ઔલાદ ન હતી એટલે તેમના ઈન્તિકાલ બાદ તેમના ભાઈ હઝરત સય્યિદ મીર મુર્તઝા અલીને ગાદીનશીન અને શહેર કાઝી બનાવવામાં આવ્યા.
- આપના બે ભાઈઓ છે :

સય્યિદ ઈબ્રાહીમ ઉર્ફે કમર બાબા
સય્યિદ જલાલુદ્દીન ઉર્ફે જલાલ બાબા

- મજકૂર બન્ને ભાઈઓ પણ દરગાહ શરીફની ખિદમતની જવાબદારી અદા કરે છે.



# બીજું પ્રકરણ

## હઝરત ખ્વાજા મુહમ્મદ દેહદાર રહિમહુલ્લાહ

### આપ રહિમહુલ્લાહુના વાલિદ સાહબ અને વતન

- આપના વાલિદ સાહબનું નામ હઝરત ખ્વાજા મહમૂદ દેહદાર રહમતુલ્લાહિ અલયહિ હતું.
- બુખારામાં આવેલા દેહદાર ગામના વતની હોવાથી આપની અટક દેહદાર થઈ ગઈ.
- આપના વાલિદ સાહબ રહિમહુલ્લાહુ મહાન નકશબંદી બુઝુર્ગ હઝરત મૌલાના અબ્દુર્રહમાન જામી (રહ.)ના શાગિર્દ અને મુરીદ હતા.
- આપનું વિસ્તૃત જીવનચરિત્ર નકશબંદી ઔલિયા ગ્રંથ : ૩ માં લખેલું છે.
- આપની એક વિશ્વ વિખ્યાત ફારસી નઅત શરીફ એના ગુજરાતી કાવ્ય રૂપાંતર સાથે આ કિતાબની શરૂઆતમાં લખેલી છે.

### વાલિદ સાહબથી તરીકતની તઅલીમ અને ખિલાફત મેળવી

- હઝરત ખ્વાજા મુહમ્મદ દેહદાર રહમતુલ્લાહિ અલયહિએ તરીકતની તઅલીમ પોતાના વાલિદ સાહબથી મેળવી કામિલ મુકમ્મલ થયા અને આપની ખિલાફતથી મુશર્રફ થયા.
- હઝરત ખ્વાજા મુહમ્મદ દેહદાર રહમતુલ્લાહિ અલયહિ હઝરત ખ્વાજા દાના રહમતુલ્લાહિ અલયહિના સમકાલીન હતા અને બન્ને બુઝુર્ગો બુખારા શરીફના હતા.

### સૂરતમાં આગમન

હઝરત ખ્વાજા મુહમ્મદ દેહદારી રહમતુલ્લાહિ અલયહિ પ્રખર આલિમ (વિદ્વાન) અને લેખક હતા.

સૂરત આવ્યા પછી આપ લોકોને ઈસ્લામ અને તેના મુબારક હુકમોના પાલન માટે આદેશ અને ઉપદેશ આપતા રહ્યા.

## સૂરત નજીક કામરેજના રાજા તાનસેનનો ઈસ્લામ સ્વીકાર

હઝરત ખ્વાજા મુહમ્મદ દેહદાર રહમતુલ્લાહિ અલયહિના ઉપદેશ, પવિત્ર આચરણ અને ઉચ્ચ અખ્લાકથી પ્રભાવિત થઈને સૂરત નજીક આવેલા કામાનગર (કામરેજ)ના છેલ્લા રાજા તાનસેને ઈસ્લામનો સ્વીકાર કર્યો. ઈસ્લામમાં આવ્યા પછી બખ્તિયાર નામે ઓળખાયા.

રાજા તાનસેન ઉર્ફે બખ્તિયારે ખ્વાજા સાહેબ માટે એક મોટો ગુમ્બદ પણ બનાવ્યો હતો. પરંતુ ખ્વાજા સાહેબ પહેલાં જ બખ્તિયારનો ઈન્તિકાલ થયો. એટલે એ ગુમ્બદ નીચે તેમને દફનાવાયા હતા.

## હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો બાલ મુબારક

હઝરત ખ્વાજા સાહેબ પાસે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો બાલ મુબારક હતો. જયારે આ ફાની જગતમાંથી કૂચનો સમય આવ્યો ત્યારે આપના ખાદિમોએ આ મુબારક બાલ માટે આજ્ઞા માંગી.

આપ રહમતુલ્લાહિ અલયહિએ ફરમાવ્યું કે :

''મારા ઈન્તિકાલ પછી મને ગુસલ આપી કફન પહેરાવ્યા બાદ એ બાલ મુબારક મારી પાસે લાવજો.''

તે વખતે એ બાલ મુબારક જે શખ્સ તરફ જાય તે એના હકદાર થશે.

આપના ઈન્તિકાલ પછી સૂચના મુજબ એ બાલ મુબારક આપના સમક્ષ લાવવામાં આવ્યો. ત્યારે ત્યાં સૂરત શહેરની સઘળી જ

બુઝુર્ગ હસ્તીઓ અને માનવંત શખ્સિયતો હાજર હતી.

સય્યિદ મુહમ્મદ અલ–એદરૂસ સાહેબ પણ ત્યાં હાજર હતા. દરેકની ખ્વાહિશ હતી કે આ અપ્રાપ્ય (નાયાબ), અજોડ અને અમૂલ્ય તોહફો તેને મળે.

પરંતુ એ દરમિયાન આપની જમણી આંખ ઊઘડી. અલ્લાહ તઆલાને દેખનાર એ આંખની કીકી ચારે બાઝૂએ ફરી અને છેવટે એ મુબારક બાલ ડબ્બીમાંથી નીકળીને આપની જ આંખમાં જઈ રહ્યો, અને એ બાલ પ્રવેશતાં જ આંખ બંધ થઈ ગઈ. ત્યાં હાજર રહેલાં સૌએ આ હકીકત નઝરે નિહાળી.



'સફર નામએ હિજાઝ' કિતાબમાં એના લેખક લખે છે કે :

''મૌલાના ખૈરુદ્દીન સાહેબે મને ફરમાવ્યું હતું કે :

''આ બુઝુર્ગ (હઝરત ખ્વાજા દેહદાર રહમતુલ્લાહિ અલયહિ) પાસે આં હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના બાલ મુબારક હતા. આપે વફાત પ્રસંગ વસિય્યત કરી હતી કે, મને કબરમાં મૂકો ત્યારે આ બાલ મારી આંખમાં મૂકી દેજો, અને તે મુજબ અમલ થયો હતો.''

ઉપરાંત મૌલાના મૌસૂફે ફરમાવ્યું હતું કે :

''એ બુઝુર્ગના મઝારની ઝિયારત માટે જાઓ, કારણ કે ત્યાં આં હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના શરીરનો એક અંશ (બાલ મુબારક) દફન છે. હું ત્યાં ગયો ત્યારે બહુ જ પ્રભાવિત થયો હતો.''

## 'નફહાતુલ ઉન્સ' ઉપર આપે લખેલો હાશિયહ

'સફર નામએ હિજાઝ'ના લેખક લખે છે કે :

''હઝરત મૌલાના અબ્દુર્રહમાન જામી રહમતુલ્લાહિ અલયહિની કિતાબ 'નફહાતુલ ઉન્સ' ઉપર આપે (હઝરત ખ્વાજા મુહમ્મદ દેહદાર રહમતુલ્લાહિ અલયહિએ) હાશિયહ (ફૂટ નોટ અથવા વિવરણ) લખ્યો છે. જે મક્કા શરીફમાં મારા જોવામાં આવ્યો હતો.''

## ઈન્તિકાલ અને દફન

હઝરત ખ્વાજા મુહમ્મદ દેહદાર રહમતુલ્લાહિ અલયહિ ૧૯, મુહર્રમ, હિજરીસન ૧૦૧૬ મુતાબિક ઈસ્વીસન ૧૬૦૭ માં વફાત પામ્યા.

હિજરીસન ૧૦૧૬ ના અદદ 'ખુર્દ બુર્દ' શબ્દથી મળે છે.

## આપનો મઝારે મુબારક

- આપનો મઝારે મુબારક સૂરતના હરીપૂરા વિસ્તારમાં આવેલા શૈખ સય્યિદ હસનજી સાહબ રહમતુલ્લાહિ અલયહિના ટેકરા ઉપર કબ્રસ્તાનમાં છે.
- આપના મુબારક મઝાર ઉપર રોઝહ પણ બનાવેલો છે.
- આપ રહમતુલ્લાહિ અલયહિની કબરની પાસે દક્ષિણે બે કબરો છે તેમાંથી :

(૧) આપના ખલીફા સય્યિદ હુસૈન સાહબ રહમતુલ્લાહિ અલયહિ અને

(૨) સય્યિદ મુબારક સાહબ રહમતુલ્લાહિ અલયહિની છે.



# ત્રીજું પ્રકરણ

# હઝરત ખ્વાજા સય્યિદ અબ્દુલ વહહાબ બુખારી રહમતુલ્લાહિ અલયહિ

## આપનું વતન અને ખાનદાન

- હઝરત ખ્વાજા સય્યિદ અબ્દુલ વહહાબ રહમતુલ્લાહિ અલયહિનું મૂળ વતન બુખારા હતું એટલે આપ બુખારી તરીકે જાણીતા હતા.
- આપ મખ્દૂમ સય્યિદ યહ્યા તિરમિઝી રહમતુલ્લાહિ અલયહિની ઔલાદમાંથી હતા.

## ગુજરાતમાં આગમન

- હઝરત ખ્વાજા સય્યિદ અબ્દુલ વહહાબ રહમતુલ્લાહિ અલયહિ જુવાનીમાં જ બુખારાથી હિન્દુસ્તાન તશરીફ લાવ્યા.
- આપ ગુજરાતના સુલતાન બહાદુર શાહના દરબારમાં કર્મચારી તરીકે રહ્યા.
- આપની ઉચ્ચ કક્ષાની લિયાકત, મહેનત, ખંત અને ખિદમતના કારણે બાદશાહે આપને અમીર બનાવ્યા.

## અમીરી છોડી ફકીરી અપનાવી

- કેટલોક સમય પછી એક જંગમાં સુલતાન બહાદુર શાહ શહીદ થઈ ગયા.
- બાદશાહની શહાદતથી આપને આ દુનિયાની દૌલત અને વૈભવ વિલાસની તુચ્છતા સમજાઈ ગઈ.
- આપે અમીરી છોડી દીધી અને હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ

રહમતુલ્લાહિ અલયહિના ખાસ ખલીફા હઝરત શયખ તાજુદ્દીન સંભલી રહમતુલ્લાહિ અલયહિના મુરીદ બની ફકીરી અપનાવી લીધી.

- સખત મુજાહદાઓ, વિપુલ ઈબાદતો અને ઝિક્ર–ફિક્રના કારણે આપ ટૂંક સમયમાં કામિલ, મુકમ્મલ થઈ ગયા અને હઝરત શયખ તાજુદ્દીન સંભલી રહમતુલ્લાહિ અલયહિએ આપને પોતાની ખિલાફતથી મુશર્રફ ફરમાવ્યા.

## સૂરતમાં આગમન

- ખિલાફતથી મુશર્રફ થવા બાદ આપ સૂરત તશરીફ લાવ્યા.
- ઘણાં લાંબા સમય સુધી આપ લોકોને જાહિરી અને બાતિની ફૈઝ પહોંચાડતા રહ્યા.

## સોદાગરવાડમાં ચુડીગરાંની મસ્જિદનું નિર્માણ

- આપના મુરીદોમાં ચૂડગર (ચુડી, બંગડી બનાવનારા) લોકો ઘણાં હતા.
- આપની સૂચનાથી ચૂડગર લોકોએ હિજરીસન ૧૦૧૪ મુતાબિક ઈસ્વીસન ૧૬૦૫ માં એક મોટી શાનદાર મસ્જિદનું નિર્માણ કર્યું.
- એ મસ્જિદ ચૂડીગરાંની મસ્જિદ તરીકે પ્રખ્યાત છે અને હાલમાં સૂરતમાં સોદાગરવાડમાં આવેલી છે.
- મસ્જિદમાં ૧૦૫ (એક સો પાંચ) ફૂટ ઊંચો ભવ્ય મીનારો પણ બનાવેલો છે.

## હઝરતનો ઈન્તિકાલ, દફન અને મઝારે મુબારક

- હિજરીસન ૧૦૧૪ માં મસ્જિદનું નિર્માણ સંપૂર્ણ થઈ ગયા પછી થોડાં સમયમાં હઝરતનો ઈન્તિકાલ થઈ ગયો.
- હઝરતને ચૂડીગરાંની મસ્જિદના સહનમાં દક્ષિણ બાજુએ દફન કરવામાં આવ્યા.

## આપના સાહબઝાદહ અને ખલીફાના મઝારો

- હઝરતના મઝારે મુબારકની બાજુમાં જ આપના સાહબઝાદહ હઝરત ખ્વાજા સય્યિદ મુહમ્મદ રહમતુલ્લાહિ અલયહિનો મઝાર છે.
- હઝરતના એક ખાસ ખલીફા શાહ સય્યિદ હુસયન સાહબ રહમતુલ્લાહિ અલયહિનો મઝાર પણ અહીં જ છે.
- હાલમાં મસ્જિદના વુઝૂ કરવા માટેના પાણીના હોઝની દક્ષિણ બાજુએ એક મોટા કમરામાં એ ત્રણે મઝારો આવેલા છે.

## હઝરત સય્યિદ અબ્દુલ વહહાબ રહમતુલ્લાહિ અલયહિના સાહબઝાદહ

- હઝરતના એક માત્ર સાહબઝાદહનું નામ હઝરત સય્યિદ મુહમ્મદ રહમતુલ્લાહિ અલયહિ હતું.
- હઝરતના ઈન્તિકાલ વખતે આપ ઘણી નાની ઉંમરના હતા.
- હઝરતે પોતાના એક ખાસ ખલીફા હઝરત શાહ અબ્દુલ લતીફ સાહબ (રહ.)ને પોતાના ઈન્તિકાલ વખતે ખાસ તાકીદ ફરમાવી હતી કે : "મારો ફરઝંદ સય્યિદ મુહમ્મદ મોટો થાય ત્યારે મેં આપને જે બાતિની નેઅમતો આપી છે તે મારા ફરઝંદને પહોંચાડજો."

### ઝાહિરી તાલીમ

હઝરતના સાહબઝાદહ હઝરત સય્યિદ મુહમ્મદ (રહ.)એ ઝાહિરી તાલીમ સય્યિદ મુહમ્મદ હાફિઝ બહાદુર રહમતુલ્લાહિ અલયહિ નામના તે સમયના મશહૂર આલિમ અને બુઝુર્ગ પાસેથી મેળવી.

### બાતિની (રૂહાની) તાલીમ

- આપે બાતિની અને રૂહાની તાલીમ પોતાના વાલિદ સાહબના ખાસ ખલીફા હઝરત શાહ અબ્દુલ લતીફ રહિમહુલ્લાહુ પાસેથી મેળવી.

- હઝરતે ઈન્તિકાલ વખતે આપને કરેલી વસિય્યતનું આપે બરાબર પાલન કરીને આપને હઝરત પાસેથી મળેલી તમામ બાતિની નેઅમતોથી આપને નવાઝી ખિલાફતથી મુશર્રફ ફરમાવ્યા.

## ઈન્તિકાલ અને દફન

- હઝરતના સાહબઝાદહ હઝરત સય્યિદ મુહમ્મદનો હિજરીસન ૧૦૭૧ મુતાબિક ઈસ્વીસન ૧૬૬૦ માં ઈન્તિકાલ થયો.
- આપને ચૂડગરની મસ્જિદના સહનમાં આપના વાલિદ સાહબની કબરના પાસે દફન કરવામાં આવ્યા.

## આપના જાનશીન

- હઝરત સય્યિદ મુહમ્મદ રહમતુલ્લાહિ અલયહિને કોઈ ઔલાદ ન હતી એટલે આપના ભાણેજ અને દામાદ હઝરત સય્યિદ અબ્દુલ હક રહમતુલ્લાહિ અલયહિ આપના જાનશીન થયા.
- હિજરીસન ૧૦૯૭ મુતાબિક ઈસ્વીસન ૧૬૮૬ માં હઝરત સય્યિદ અબ્દુલ હકનો પણ ઈન્તિકાલ થઈ ગયો.

## આ વિસ્તારનું નામ 'સોદાગરવાડા' પડવાનું કારણ

- હઝરત સય્યિદ અબ્દુલ હક રહમતુલ્લાહિ અલયહિના સમયમાં પીરાન પાટણ (પટ્ટન)થી બવાહિર પટનીઓ મોટી સંખ્યામાં સૂરતમાં આવીને આ વિસ્તારમાં વસી ગયા.
- પાટણના સુન્ની બવાહિર લોકો પોતાને 'સોદાગર' (વેપારી) તરીકે ઓળખાવતા હોવાથી આ વિસ્તારનું નામ 'સોદાગરવાડા' પડયું હોવાનો સંભવ છે.

## હઝરત ખ્વાજા સય્યિદ અબ્દુલ વહહાબ રહમતુલ્લાહિ અલયહિના ખલીફાઓ

## [૧] હઝરત સચ્યિદ હુસૈન સાહબ રહમતુલ્લાહિ અલયહિ

- આપનો મઝાર પણ સૂરતમાં સોદાગરવાડમાં ચૂડીગરાની મસ્જિદના સહનમાં જ છે.
- આપના વિષે વધુ વિગતો મળી શકી નથી.

## [૨] હઝરત શાહ અબ્દુલ લતીફ સાહબ રહિમહુલ્લાહ

- હઝરતે આપને ખિલાફતથી મુશર્રફ ફરમાવ્યા બાદ ખાસ વસિય્યત ફરમાવી હતી કે :

  "મારો ફરઝંદ સય્યિદ મુહમ્મદ મોટો થાય ત્યારે મેં આપને જે બાતિની નેઅમતો આપી છે તે મારા ફરઝંદને પહોંચાડજો."
- એના વિષે વધુ વિગતો ઉપર આવી ગઈ છે.

### ઈન્તિકાલ અને દફન

આપ રહમતુલ્લાહિ અલયહિનો મઝારે મુબારક સૂરત જિલ્લાના ચોર્યાસી તાલુકાના, હલધરુ નામના ગામમાં છે.

## [૩] હઝરત શાહ મુરાદ સાહબ રહમતુલ્લાહિ અલયહિ

- આપ સાહિબે કમાલ બુઝુર્ગ હતા.
- આપ ફકત લૂંગી અને ટોપી જ પહેરતા હતા.
- આપે આખી જિંદગી એ જ પહેરવેશમાં ગુઝારી હતી.

### આપના એક પારસી ખાદિમ સોરાબજી

- સોરાબજી નામના એક પારસી શખ્સને આપથી ભારે અકીદત હતી.
- તે સતત આપની ખિદમત કરતો હતો.
- તે ઘડિયાળને રીપેર કરવામાં ખૂબ જ નિષ્ણાત હતો.

### સોરાબજીએ બાદશાહની ઘડિયાળ રીપેર કરી આપી

- બાદશાહ મુહમ્મદ શાહને અંગ્રેજોએ એક ઘડિયાળ ભેટ આપી હતી.
- તે ઘડિયાળ બગડી ગઈ હતી પરંતુ દિલ્હીમાં તેને રીપેર કરી શકે તેવો કોઈ ઘડિયાળી ન હતો.
- હઝરત શાહ મુરાદ રહમતુલ્લાહિ અલયહિએ પોતાના ખાદિમ સોરાબજીને દિલ્હી મોકલ્યા.
- સોરાબજીએ ઘણી ખૂબીપૂર્વક ઘડિયાળ રીપેર કરી આપી.
- બાદશાહે ખૂશ થઈને તેને **'નેક સાઅત ખાન'**નો ખિતાબ આપ્યો અને કેટલીક જાગીરો પણ ભેટમાં આપી.

## હઝરતની તવજ્જુહની અસર

- હઝરત શાહ મુરાદ રહિમહુલ્લાહુ કશ્ફ અને કરામતવાળા બુઝુર્ગ હતા.
- હઝરત શાહ મુરાદ રહમતુલ્લાહિ અલયહિ વજદની હાલતમાં જયારે કોઈના પર નઝર કરતા ત્યારે તે શખ્સ બેચેન, વ્યાકુળ થઈ જતો હતો.

## આપનો મઝારે મુબારક સૂરતમાં મજૂરા દરવાઝા બહારની મસ્જિદની નજીક છે

- નવાબ અમાન ખાન અને નવાબ દિવાન ખાને સૂરતમાં મજૂરા દરવાઝા બહાર એક મસ્જિદ બંધાવેલી છે.
- હઝરત શાહ મુરાદ રહમતુલ્લાહિ અલયહિનો મઝારે મુબારક એ મસ્જિદની નજીક છે.

## હઝરત ખ્વાજા દાના રહમતુલ્લાહિ અલયહિના મઝાર નજીક દારુલ ઉલૂમની ઈમારત બનાવી

ઉપર જણાવેલા બન્ને નવાબ સાહિબોએ હઝરત ખ્વાજા દાના સાહબ રહમતુલ્લાહિ અલયહિના મઝારે મુબારક નજીક ઉચ્ચ દીની તાલીમ માટે મદ્રસહ (દારુલ ઉલૂમ)ની ઈમારત પણ બંધાવી હતી.

# (૧) હઝરત ખ્વાજા દાના રહિમહુલ્લાહ







બળે કા ચકલા, કાઝી મેદાનની પાસે, ગોપીપુરા, સુરત. ગુજરાત



(૧) હઝરત ખ્વાજા દાના રહિમહુલ્લાહ



# (૨) હઝરત ખ્વાજા દેહદાર રહિમહુલ્લાહ







ખુબસાહબ મસ્જીદની પાસે, હરિપુરા મેઈન રોડ, સુરત- ગુજરાત

# (૩) હઝરત ખ્વાજા અ. વહહાબ રહિમહુલ્લાહ







શાહપોર રોડ, સોદાગરવાડ, નણાવટ, ગોપીપુરા, સુરત. ગુજરાત